# વરઘેલી વીણા

યાને

# પ્રેમી કે પાગલ.

## ભાગ ૩ જો.

લેખક શ્રીયુત કવિ

**જઈતાભાઈ ભગવાનદાસ કઠલાલકર**

પાસેથી સર્વે હક્ક વેચાણ લઈ

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બુકસેલર જદુલાલ નારણલાલ ચોકસી.**

મુ. નડીઆદ.

મં: ગણેશ પ્રી. પ્રેસ. ઠે. પાંચકુવા રોડ

ચાર રસ્તા—અમદાવાદ.

આવૃત્તી ૨ જી. પ્રત ૪૦૦૦ સને ૧૯૨૪

કીંમત રૂ. ૦-૨-૩

૯૮૩૩

# વરઘેલી વિણા

યાને

# પ્રેમી કે પાગલ.

## ભાગ ૩ જો.

તર્ક–સ્વપ્નું ગયું વિણા તણું તે સાથ લીલા પણ ગઇ,
સખીઓ નહિ, કુન્દન નહિ, હોડી વગેરે છે નહિ,
છે પૂર્વવત્ સ્થીતી અરે તકીએ અઢેલી તે પડી,
તારો તુટી વિણા તણા મૃત પ્રાય પાસે તે પડી ૧

આ સ્વપ્ન આવું જોઇને આજે વિણા બેભાન થઇ
પોકારતી ઓ નાથ ! ઓ કુન્દન ! અરે આવાજ થઇ
તુટયા હૃદયના પ્રેમ તારો રે વિણા તેથી પડી
આ જાણતું કોઇ નથી પાસે નથી પણ આ ઘડી ૨

પ્રીય વાંચકો ! નિંદ્રા મીઠીમાં છે વિણા ઉંઘી ગઇ
ત્યાં સુધી જોઇએ આપણે કુન્દન તણી ગતી શી થઇ
કુન્દન ગયા ઉપડી અરે નીજ ગામ અમદાવાદ તો
વિશ્રામ રાત્રી એકનો જતાં કર્યો નડીઆદ તો ૩

નીજ મીત્ર પવિશીલન હતો તેને કરી આ વાત છે
લેવી મદદ એ મીત્રની વિચાર એ ખરેખાત છે.
નીકળી અચાનક આવીઓ તે ઘેર કુન્દન આજ તો
ના, ના ખબર આપી હની પહેલા થકીએ ખાસ તો ૯
નીજ નાવ ત્રીકમલાલને માતા મણીલક્ષ્મી હતાં
ઉઠી નજીકમાં આવીઆં જ્યાં પુત્રને અવલોકતાં
પુછે પુરી આતુરતાથી રે મણીલક્ષ્મી તહાં
મણી–ફીકર મને થાયે ઘણી આવ્યો અચાનક તું જહાં ૫
કહે ભાઈ એકાએક તું આવ્યો અરે શા કારણે
છે ઠીક તન તારૂ અરે કે કંઈ થયો વ્યાધિ તને
કાગળ પ્રથમથી ના લખ્યો એ શું સમજીઓ તું મને
રે તેડવાને આવતી સામી અરે હું સ્ટેશને ૬
પરણાયો આવ્યો કે અરે મુંબઈ થકી તો તું અરે
ઉતર્યો હતો વચ્ચે કંઈ તે તો મુને તું કહે અરે
કર્તા–આપે નહિ કુન્દન તહાં સામા જવાબો તો છતાં
પ્રશ્નો તણી પરંપરા તોયે મણી કરતા હતાં ૭
ધીમે રહી બેઠો તહાં કુન્દન જવાબો આપતાં
કુન્દન સારૂં શરીર છે માહરૂં ચીંતા ઘણી અંતર છતાં
વચમાં ભરૂચે ઉતર્યો એક દીન ત્યાં તો હું રહ્યો
નડીઆદ રહીને એક દીન પરણાયો ત્યાંથી આવીઓ ૮

**કર્તા**—ચીંતા પરીક્ષાની ગઈ પણ પ્રેમ ચીંતા છે થઈ
જ્યાંથી ભરૂચ તે ઉતર્યો ત્યાંથી શરૂ તે તો થઈ
માતા પીતા અંતર તણી ઇચ્છા અરે તે જાણતો
ભરપુર પૈઠણ જ્યાં મળે ત્યાં પુત્રને પરણાવવો ૯
ભરૂચે બની જે વાત તે કહેવી અરે શી રીતથી
માતા પીતાની શર્મ તો લોપ.ની સ્હેજે તે નથી
મોં ધોઇને સૌ સાથમાં ચા તો પીવા બેઠા જઈ
અવસર હવે આવ્યો અણી વદવા તણી હિંમત થઇ ૧૦
**કુન્દન**—ચા પીતાં પીતાં બોલીઓ માતા પીતા તમે સાંભળો
હું ઉતર્યો ભરૂચમાં ને વાત કહુ કાને ધરો
ત્યાં કૃષ્ણલાલજી નામના હે એ.પાણી વળી નાતના
ગૃહસ્થને મિ, એ થયા ત્રાગવન છે વળી જાતના ૧૧
વળી આપ એ ગૃહસ્થને પીછાણતા પુરા હશો
**ચીકમ** હા, હા હું એને ઓળખું ના ઢંગ તેમાં છે કશો
ગૃહસ્થ પણ શાનો ગણાયે છ પુરો નાદાર તે
શીદ છોકરી ફરતી ફરે પૈસા પુરો પાસે હતે ૧૨
**કુન્દન**—કન્યા સમોવર તેહને જોતાં હજુ મળીઓ નથી
તેથી કુંવારી તે રહી કારણ બીજુ તેમાં નથી
રૂપ ગુણ એનાથી વધુ ક્યાંયે હજુ દીઠાં નથી
લાવણ્યને વિવેકથી હું વશ થયો એના થકી ૧૩

તેથી સ્વીકારી તેહને મ.રી સદાની સહચરી
પુછાવ્યો કૃષ્ણલાલને લખી એક પત્રીકા ખરી
કર્તા—સુણી વચન કુન્દન તણું ગભરાયા ત્રીકમલાલ તો
કુન્દન તણા વિવાહનો વિચાર અહીંઆં ચાલતો ૧૪
નક્કી કરી દીધું હતું તેથી પડયાં વિમાસણે
સામાં રહયાં જોઈ જનાં ઉત્તર ન આપ્યો તેમણે
ત્યાં સુધી કુન્દન તો વધ્યો ઠંડા કલેજે રે વળી;
માતા પીતા તમે સાંભળો હું તો વિવા ' આવ્યો કરી ૧૫
રે ફક્ત તેમાં આપની લેવા અનુમતી આવીઓ
હું જાણતો મારી ફરજ તેથી અરે હું આવીઓ
ના કાઢે પાછળ વાક કોઈ તેથી હું તો આવીઓ
તેથી જ કાને નાખવા આ વાત હું તો આવીઓ ૧૬
કર્તા—મણીલક્ષ્મી ત્યા તો બોલીઆં ક્રોધે ભરાઈ તર્ત જો
માણી—મોટા થયા તેથી અરે મન ચ્હાય તેમજ વર્તજો
બહુ છો ભણ્યા તેથી હવે વંઠી ગયા પણ છો બહુ
અતિ લાડમાં ભાઈ કહ્યા તે ધુળમાં મળીયું સહુ ૧૭
માથે ચઢી બેઠા તમો શાના અમોને પુછતા
માબાપ છે તમ વેતરાં એવું તમે શું ધારતા
જીવતાં અમે બેઠાં છીએ ના, ના હજુ મરી તો ગયાં
ચીંતા પડી, અમને બખી હજુના અરે ઘરડાં થયાં ૧૮

શું નહી જતુ વિવાહનું ધીરે બધુ બનશે અહિં
કન્યા અહિં મળશે રૂડી ભરૂચતો જાણું નહી
અહિં રોજ આવે પુછતા કન્યા તણા પીતા ઘણા
ભરપુર પૈઠણ આપીને આભારી થાતા આપણા ૧૯
પરગામની કન્યા કદી ઘેર આપણે શોભે નહિ
પરગામની કન્યા કદી ઘેર પાલવે આપણ નહિ
પગ બાંધી રહે ઘેર આપણે નીરંતરે શો લાભ છે
વિચાર ઉંડો જો કરો આખર ખરેખર બાધ છે ૨૦
જો ગામની કન્યા મળે કુળ આપણું ઉંચુ ઠરે
જો ગામની કન્યા મળે ઘર ખર્ચ પણ ઓછું પડે
પૈઠણ મળે પુરી વળી દાપાં ઘણાં જઈ લેઇએ
માટે જ કન્યા ગામની જોઈ જાણીને વળી લેઇએ ૨૧
વહાણુ વાયે જાય તે રોજે વળી પીએરમાં
વળી આવે પાછી સાંજરે પરવારી આપણ ઘેરમાં
બે ટંકના અનાજનો મોટો ખરેખર લાભ છે,
ના વસ્ત્ર એકે વહોરવું એ પણ ખરેખર લાભ છે ૨૨
બેટા ભુલી તું શું ગયો હમણાંજ પંદર સો ગણ્યા
તુજ બેનને પરણાવી ત્યાં પૈઠણ તણા પુરા ગણ્યા
એ ખોટ તુજથી વાળવી હજાર ત્રણજ લેઇને
એ છે કમાણી આપણી એ કહું છું બારજ દેઇને ૨૩

ખરચ્યા વળી પઈસા ઘણા તુજને ભણાવ્યા પાછળે
શું તેહનો બદલો હવે અવસર મળે આ નહિ વળે
માટે હવે તું છેક છોકરવાદી ના કરતો જરા
તુજ લગ્નમાં અમને ઘણા અંતર ઉમળકા છે ખરા ૨૪

કુન્દન—માતાજી મુજને માફ કરજો કાંઇ વધુ પડતું વદુ
ના વેચવા હું માગતો મુજ જાતને પહેલાં કહું
તમ સ્વાર્થના કારણ થકી ભવ માહરો બાળુ નહિ
કો મુર્ખ કન્યા સાથ હુ સબંધ મુજ જોડુ નહિ ૨૫

ખરચ્યા ભલેને એનની પાછળ પુરા પંદરસો
મુજ જાતની એક પાઈ પણ લેવા કદીના ધારશો
મુજ માટ કન્યા આપતો કૃપા કરી ના ખોળશો
જો હોય મારી લાગણી તો કહુ ત્યાં પરણાવશો ૨૬

ભરૂચની કહી વાત એ તો આપ અંતર લાવશો
કૃષ્ણલાલની વીણા તણી તો માગણી કરી આવશો
એ છોકરી સિવાય કોઇ છે બીજી ખપની નહિં
પરણી ચુકયો હુ તેહને મહેનત તમો કરશો નહિ ૨૭

કર્તા—બાબત બધી સમજી ગયા છે તાત ત્રીકમલાલ તો
જાણ્યું હવે વંઠી ગઇ આ બાતને વિચારતો
થયો મોટો જોટો પુત્ર તો બળથી નહિ કાંઇ વળે
કદી લઇએ કળથી કામતો છેવટ જતાં કંઈક વળે ૨૮

નીજ પત્નીને સંબોધી ત્રીકમલાલ તો બોલ્યા વળી
ત્રીકમ-તેની તમારે શી પડી આ વાત કહું છું હું વળી
ડાહ્યો અરે એ છોકરો એ વાત પણ કહે છે ખરી
બેશક તમે જાણો નહિ વિચાર કરી સમજો જરી ૨૯
છે શાસ્ત્રમાં લખીયું વળી કે પુત્ર વર્ષજ સોળનો
તેને પીતાએ મીત્ર સમ સ્નેહે થકી તો માનવો
માટે થયો મોટો હવે કુન્દન જરા જોતી નથી
તે માટે તેને આજથી પુછયા વિના ચાલે નહિ ૩૦
વગતી વદયા કુન્દન તણાએ મુખ સામુ જોઇને
ઠીક ભાઇ એ પણ જોઇશું કરશું વળી જો ત્યા બને
અંતર તણા ઉચાટ તજીને દીલ ખોલી બોલજે
જો માગણી તેં ના સ્વીકારે વાત બીજી તો થશે ૩૧
આજે જ કાગળ હું લખુ જો થાય આપણુ કામ તો
જો બેસતી આવે વાત તો મળશે ઘણો આરામ તો
કહી આમ કુન્દનલાલને ઠંડા અરે ત્યાં પાડીઓ
લખવા ભરૂચે કાર્ડની પેટી મહીથી કહાડીઓ ૩૨
ત્રીકમ-કાગળ મહી લખીયું વળી વિચાર કરી પગ માંડજો
હજાર ત્રણ પેહરણ તણા હોયે વિના આરંભજો
વળી જો નજર પહોંચે નહિ તો ના નિરાળી પાડજો
ઉંડળ ન આવે હાથમાં તો બાથ ઓછે ન મારશો ૩૩

કર્તા—વિચાર આ પીતા તણો કુન્દન વળી સમજ્યો હતો
તેથી લખ્યો તેણે વળી છે પત્ર પણ ભરૂચ તો
કુન્દન—મારા પીતાએ આપને આજે લખ્યો છે પત્ર તો
તે કારણે આ મેં લખ્યું જે જે બન્યું છે અત્ર તો ૩૪
મુજ તાતના કાગળ મહિ ઘણી માગણી ભારે હશે
તે માગણી સ્વીકારતાના કોઈ કારણ નામશે
મુજ તાત જો ના પાડશે તોયે અબોલ્યું નહિ કરૂં
પરણીશ વિણા સાથ હું એ માનજો સાચુ ખરૂ ૩૫
તમ સાથ બંધન હું થયો વિણા તણો વળી પ્રેમ છે
દ્રઢ પ્રેમ એ કરવા તણી મારી ખરેખર નેમ છે
આ પત્ર સાચો માનીને ઉત્તર ખરેખર આપજો
જે હોય પેઠણ શકિતના પ્રમાણમાં જણાવજો ૩૬
કર્તા—લખી પત્ર એવો પોષ્ટમાં જાતે જઈને નાખીઓ
સૌએ પછી શાંતી ધરી કહેતાં નિવેડો આવીઓ
આ તરફ કુન્દનલાલ તો વિણા મહી ગુલતાન છે.
કુન્દન તણા માતા પીતાનું તરફ બીજી ધ્યાન છે ૩૭
કુન્દન તણો વિવાહ અમદાવાદમાં નક્કી કર્યો
પેઠણ તણા હજાર ત્રણનો આંકડો પુરો કર્યો
સંકલ્પ એવો છે કર્યો ભરૂચમાં જાવું નહિ
સમજાવી કુન્દનલાલને પરણાવવો પણ છે અહિં ૩૮

એક દીન કુન્દનલાલ તો ગાર્ડન વિષે ફરવા ગયો
કીસ્સો વળી ફર હાદને સીરીનનો લેતો ગયો
જઈ બેંચ પર તે બેસીને કીસ્સે થયો ગુલતાન તે
ફરહાદના જેવો થયો પ્રેમે અરે બેભાન તે ૩૯

પાછળ થકી ત્યાં એટલામાં ચક્ષુ કોઈએ દાબીઆં
ઝબકી અરે સાવધ થયો સ્વપ્નો બધાં ઉડી ગયાં
નીજ કર થકી કર ઝાલીને તે વ્યકિત આગળ લાવીઓ
જોઇ બાળકી નવ વર્ષની કંઈ ક્ષોભ અંતર આવીઓ ૪૦

કુન્દન—ઓ બેન ? સાચુ બોલનું આ કેમ સાહસ તેં કર્યું
છોકરી—ઓ ભાઈ ? પનિમારા તમે એવું મને શીખવ્યુ હતું
કુન્દન—કોણે તને શીખવ્યું અરે એ તો મને કહે ઝટ હવે
છોકરી—સખીઓ મને શીખવી બધુ સંતાઇ ગઈ છે તે હવે ૪૧

છોડી હવે દો ભાઇ સુજને ના કદી આવું અહિ
કુન્દન—બતલાવ સખીઓ કયાં ગઇ સંતાઈ વળી તે તો કહી
શિક્ષા કર્યો વિણ છોડુ નહિ તું કોણ નાતે છું વળી
કર્તા—આ સાંભળી ચોધાર નયને ત્યાં રડીએ છોકરી ૪૨

કુન્દન અરે તેનું સુણી સખીઓ અરે સંતાઈ જે
નીકળી અરે ત્યાં આવતી હસતી વળી કંઇ કહેતી તે
આવી નીકટ કુન્દન તણી મૃદુ હાસ્યથી ઠપકો દીધો
સખીઓ—પરણ્યા પહેલાં આમશું કર એકલે ઝાલી લીધો ૪૩

કુન્દન—બાળા બિચારી બોલતે હું તમ થકી શરમાઉં છુ
તમ મર્મ વચનોથી અરે બંધન અજાણ્યો થાઉ છું
તરકટ બધુ આ શું કર્યું તેની મુને સમના પડી
સમજાવો મુજને તે બધુ હસવા તણીના આ ઘડી ૪૪

સખીઓ—કુન્દન તમારી ભાવી પત્ની એ તમો આગળ ઉભી
અતિ પ્રેમથી પીતા તમારે માટ વ્હોરી એ લીધી
ઓળખાણ એ બધી પાડવા અમે મોકલી એને હતી
મેળાપ પહેલા પ્રેમનો રીઝી કંઈ આપો વળી ૪૫

કુન્દન—મોઢ્યો તમાચો ગાલપર "છટ નોનસન્સ કહી વળી"
હું પરણું આને એટલી બુદ્ધિ નથી મારી ટળી
કાતે બધીરતા દાખવે તીરકસ નજર બળી નાખતી
વળી છેક નાની ડોઝણી આંખો નથી મારી ફુટી ૪૬

કર્તા—સખીઓ બધી સરમાઈ ગઈ કુન્દન તણાં વચનો સુણી
હસવા તણું ખસવુ થયુ પસ્તાઈ અંતર તે ઘણી
તે છોકરી પણ ક્યારની રડતી અરે નાસી ગઇ
લઇને પ્રસાદી પ્રેમની તે એકલી ચાલી ગઈ ૪૭

સખીઓ ગઇ નીજ ઘેર પણ કુન્દન અહિં બેઠો હતો
માતા પીતાના કૃત્યનો બિચાર તે કરતો હતો

કુન્દન—માતા પીતા મુજ વૈરવી પેલા જનમનાં છે અરે
નહિ તો આવા અહિતનો વિચાર આવો ના કરે ૪૮

બસ છે વિણા એ એકલી મુજ ધર્મની પત્ની ખરી
આ બેન સમ સૌ જાણતાં વિણા વિના બીજી વળી
આવે ભરૂચથી પત્ર તેની વાટ જોઈ હું રહયો
નહિ તો ભરૂચ હું જાતે જઉં વિચાર એવો છે થયો ૪૯

કર્તા—કહી એમ કુન્દનલાલ તો સાંજે ગયો નીજ ઘેર તે
નિંદ્રા નહિ આવી જરી રાત્રી વિતી વિચાર તે
વળી રીત શી ભરૂચમાં તે તો જરા તપાસીએ
ગયો પત્ર ત્રીકમલાલનો તેનું બન્યું શું ખાસ છે ૫૦

અહિં પત્ર ત્રીકમલાલનો આવ્યો અરે વાંચી કરી
સહુ છે થયાં શોકાતુરાં ભારે પડી ચીંતા ખરી
નિસ્તેજ વદનો દીસતાં જાણે મરી કોઇ ગયું
નિશ્વાસ મુખથી નાંખતાં હાયે અરે આ શું થયું ૫૧

વળી પાસ કૃષ્ણલાલની પંદર સો પુરા ન'તા
તો લાવવા હજાર ત્રણ ક્યાંથી અરે જે માગતા
તેથી થયા નિરાશ તે કહી વાત લલીતાને બધી
એ બાકળી થઇ તે બીચારી મુખ તે શકીના વદી પર

જાણી વિણાએ વાત આ બે હાલ તેના છે થયા
માથુ ભમી તેનું ગયું પગ પાણી પાણી થઇ ગયા
બેભાન થઇ ધરણી ઢળી શુદ્ધ તજી નીજ દેહની
નિરાશ થઇ બોલી હતી જે રાહ ચાતક મેહની ૫૩

છાંટ્યું શીતળ જળરે લલીતા એ ધીમે લલાટમાં
તવ ભાન આવ્યું તેહને બોલી મુખે પડી ખાટમાં
કુન્દન અરે ? કુન્દન તમે શું આમ દઈ દગો ગયા
કુન્દન તમો શું નહિ મળો શું આમ વાણી હીણ થયા ૫૪
ત્યાં આપતાં ધીરજ વળી પોતે લલીતા છે વદી
લલીતા—બેટા ધીરજ તું રાખને પ્રભુના કરે ખોટુ કદી
બેલી પ્રભુ છે સર્વનો સહુ સારા વાનાં તે કરે
ધાર્યું થશે પણ તેહનું માનવ તણું ના કંઇ વળે ૫૫
ત્યાં સાંજરે વળી પોષ્ટમેને પત્ર બીજો આપીઓ
તે પત્ર કુન્દનલાલનો ઉતાવળે લઈ વાંચીઓ
આશા તણી ઉર્મી ફુટી ગઇ છે નિરાશા જે હતી
ઘડીમાં ગઇ ગ્લાની થઇ આનંદ છોળો ઉઠતી ૫૬
થઇ બે ફીકર ત્યાં કૃષ્ણલાલે પત્ર એકજ પાઠવ્યો
કૃષ્ણ—ના મારી સ્થીતિ આપવાની આપ માગો તેટલા
પણ ફક્ત એક હજાર તો હું આપવા બંધાઉ છું
પલ્લુ કદી કરશો નહિ તો ચાલશે કહી દેઉ છું ૫૭
કર્તા—સાંજે લખ્યો કુન્દન પરે કાગળ "પ્રિયાઓ એક તો
શાણા અરે શીરતાજ ઓ કાયમ નિભાવો ટેક તો
હું તો વરી તમને ચુકી માતા પીતા સમજાવજો
મારે ન પઈ જોઇએ તમ જાતને લઈ આવજો ૫૮

મારા તમે કુન્દન હવે હું છું વિણા તો આપની
આ પત્રથી ઝટ આવજો જો બીક લાગે આપની
ના લાવશો કંઇ વસ્ત્ર આભુષણ તણી પરવા નથી
પતિ ભાવ ઓછો હોય તે તો સ્ત્રી ઘરેણાં માગતી ૫૯
પણ નાથ મારે માટે એ ચીંતા બધી દેજો તજી
આ દાસી સહચરી આપની કરવા પીયુ આવો સજી
વ્હાલા વિસારે નાખશો તો દેહ આ જાશે પડી
સત્વર પધારો નાથ આ વરસો સમી થાતી ઘડી ૬૦
કર્તા—લખી પત્ર એવી રીતથી નાખી દીધો પેટી મહી
વળી કૃષ્ણલાલે જે લખ્યો તે તો જઇ પહોંચ્યો તહી
અહિ આવ્યો ત્રીકમલાલના એ હાથમાં કાગળ જહાં
કે તર્ત કુન્દનલાલને બોલાવીઓ આગળ તહાં
ત્રીકમ—લે બોલ કૃષ્ણલાલ તો વિવાહનું ના પાડતા
ના થાય જુલમ આપણાથી કે બળે પરણાવતા
કુન્દન—તે ના કદી પાડે નહિ કંઇ માગણી આપે કરી
શક્તિ ઉપરની વાતએ કબુલ શી રીતે કરે ૬૨
લાચારી બીચારે બતાવી તેથી તો તમને હશે.
લાવો બતાવો પત્ર એ માંહે લખેલું કેમ છે.
ત્રીકમ—જા, જા અરે તું બેસ ડાહ્યા છોકરાં સમજાવતો
પહેરામણી વળી માગી અમદાવાદની રીતે જતો ૬૩
શું તેય પણ આપી શકે નહિ તેટલો 'ગરીબ' છે·
ત્યારે મફતમાં છોકરી પરણાવવી કંઈ સ્હેલ છે,

વળી આપે તે હજાર રૂપરડી તણો હિસાબ શો
માટે ભયો રહે ઘેર એને કોઇ કાંઇ ન બોલશો ૬૪

કુન્દન—પીતા ગમે તે થાય પણ હું ત્યાંજ પરણી ચુકીઓ
મારા બરૂપે તે રહ્યાં વિશ્વાસ મુજ પર મુકીઓ

ત્રીકમ—ત્યારે તજી આ ઘર તમે વેળા છતાં સીધાવજો
જો આંહિ રહેવું હોય તો મુજ મરજી મુજબ ચાલજો ૬૫

વિરૂદ્ધ વર્તન વર્તવું તો રસ્તો અહિથી માપજો
નથી જોવું મારે મુખ તારૂં લાગે અતિશય પાપ તો

જાણે નહોતો છોકરો એમજ હવેથી માનશું
સુખીઆ ઘણા છે વાંઝીઆ ના દેખવું કે દાઝવું ૬૬

કુન્દન—પીતા તમે તુચ્છકારો શાને માટ મુજને આ સમે
નથી હિણુ કીધુ કામ તોયે તે તમોને ના ગમે

હું છુ તમારો બાળને હું દાસ દીન વળી આપનો
મન ચ્હાય તો ઘર આપજો નહિ તો અહિથી કાઢજો ૬૭

રાખો કે ના રાખો તમે પણ હું તમારો દાસ હું
બરદાસ કરવી આપની સમજુ ફરજ મુજ ખાસ હું
માટે પીતા હું વિનવું વિચાર કરીને બોલજો
અંતર દયા ધારી જરા આ ન્યાય સુંદર તોલજો ૬૮

કૃષ્ણલાલ તો હજાર તમને આપવા તૈયાર છે.
વળી પાસ થઇ આ વર્ષમાં હું નોકરી લેનાર છું

તે માંહીથી હજાર બે પુરા કરી આપીશ હું
ફરીને ધણીએ ફરકસરને જાતે દુઃખ વેઠીશ હું ૬૯
માટે જ રાખો માન્ય આ મારી વિનંતી વાતઓ
કૃપા કરી મારી ન બીજે કોઇ કરશો વાત તો
મુજ માટે કન્યા ખોળી તે મેં જોઇ છે સાક્ષાત તો
પરણાવશો જો ત્યાં મુને થશે જરૂર મુજ ઘાત તો ૭૦

ત્રીકમ—જા, આવડો ધનવાન તું જોયો અરે મેં ક્યારનો
માઝા તજી ઘરડાં તણી ટોચે ચઢયો છું ક્યારનો
ફરી વાત ખબરદાર આ સંભાળી બોલ્યો આજ તું
પરીણામ હિના હીતનું બેઠો હજુ જોનાર હું ૭૧
જરી રાખ મોટા નાનાનીરે આજ આમન્યા અરે
અમ માત પીતાએ અમોને તાજ પરણાવ્યાં ખરે
ઉછાંછળાપણુ તુજ જેવા ના અમે દીઠા કંઇ
મુરખા અરે શું બોલતો અક્કલ હવે મારી ગઈ ૭૨
કરીયો અમે વિવાહ ને તો સો વથા મંજુર છે.
કુમળું નડે પંચક અરે તેથીજ થોડી વાર છે.
પંચક ઉતરતાં વર્ત ત્યાં વિવાહની હા કહાવશું
બડી ધામધુમથી ત્યાં તને ઉમંગથી પરણાવશું ૭૩
બસ એટલુ કહું છું તારે ત્યાં પરણ્યા વિના છુટકો નથી
આયેલી ગણ હજારની તે બાપની મુંજી નથી

નહિ તો સિધાવો માર્ગ આ કોઇએ અમે રોકયો નથી
જા, જા હવે લવરી મુકી હું કાંઇ સાંભળતો નથી ૭૪

કર્તા—કુન્દન ગયો ઉઠી તડાં વિચારતો નીજ ઓરડે
કુન્દન—હાયે હવે હું શું કરૂં ઉપાધીઓ મુજને નડે
જો રહીશ હું અહિંઆં કદી માતા પીતાના માનથી
બળે મુને પરણાવશે મારૂં અહિ કોઇ નથી ૭૫

બસ, જાઉં ગાડી રાતનીએ આજ નડીઆદે વળી
મુજ મીત્ર પરિશીલનને આ વાતથી વાકેફ કરી
લઉ સંમતિ હું તેહની આગળ પછી પગલું ભરૂ
હવેથી અહિ દીન એક રહેવાથી ઘણો હું તો ડરૂ ૭૬

વળતી જઇશ ભરૂચમાં સમજાઉ કૃષ્ણલાલને
આવીશ ત્યાં હું પરણીને માટે જ જીવ ત્યાં ચાલને
જો રાખશે ઘરમાં પીતા તે. ઠીક નહિ તો હું વળી
કંઇ નોકરી શોધી લઇશ તેની નથી ચીંતા જરી ૭૭

જર લોભી મારા તાતને નવ વેચવા મુજ દેહ દઉ
કોડી ન લેવા હું દઉ મુજ જીવની નિશ્ચે કહું
પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશુ અધુરી પુરી ચોથા ભાગમાં નવી નોક જે ૭૮

કહે દાસ મોહતારામ તો આગળ હવે શું વાંચશો
વિદ્યા તણા પ્રેમી વિહારો ત્યાંજ વાંચક વાંચજો,

લગ્ન પ્રસંગના શુભ ધાર્મીક અવસરમાં સદીઓથી
સડી ગએલાં બીભસ્ત રસથી ભરેલાં
ફટાણા ગાવાની હવે જરૂર નથી
કારણ કે

# લગ્ન ગીત-મણી માળા

તમારા જીવનમાંથી ઝહેર નાબુદ કરી અમૃતનો સંચાર કરશે
નર્કમય સંસારને સ્વર્ગમય બનાવવા સારૂ

તમારી બ્હેન, દીકરી, ધર્મપત્નિ અને જ્ઞાતીની તમામ ભગીનીઓને
જરૂર વંચાવો.

લગ્નના તમામ પ્રસંગે ગાવાના ગીતો—ઓઓની પસંદગીના
રાગોથી ભરપુર છે.

કીં૦ ફક્ત રૂ. ૦-૪-૬ ની પોસ્ટની ટીકીટ મોકલી
મંગાવી લેશો.

ચાર બુક સામટી મંગાવનારને શ્રી નીતિ પાઠનાં
૭ પુસ્તક તદન મફત મળે છે.

લખો—બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી.
મુ૦ નડીયાદ.